Chapter-6



ખંડ: ૨.

## ગુજરાતની ભજનસૃષ્ટિના પ્રેરકસ્રોત

### પ્રકરણ: ૬

### સિધ્ધસાહિત્ય સં. ૭૯૭ થી સં. ૧૨૫૭

ભારતીય સંસ્કૃતિમાં ધાર્મિક સાહિત્યે જે પ્રદાન કર્યું છે એનું ઝીણવટથી પૃથક્કરણ કરીએ તો જણાશે કે નિર્ગુણ અને સગુણ સાહિત્ય પરંપરાના ભક્તકવિઓનો પ્રેરણાસ્રોત સિધ્ધસાહિત્ય છે. સિધ્ધ, નાથ અને નિર્ગુણ-સગુણ ધારામાં વહેતું ભક્તિકાવ્ય અઢારમી સદી સુધી પોતાની - લાક્ષણિકતાઓ અવિચ્છિન્નપણે જાળવી રહ્યું હતું. એમાં પ્રત્યેક પ્રાંતના ભક્તિસાહિત્યે પોતાનું વ્યક્તિત્વ પોષવામાં વેદો-ઉપનિષદો-પુરાણો-જૈનો-બૌધ્ધો-વજ્રયાની ને સહજયાની સિધ્ધો-નાથોમાંથી કેટલુંક અવશ્ય લીધું છે, ને એ સાથે એમની મૌલિક વિચારસરણી પણ એમાં ઉદ્‌ભવેલી છે. હિંદીમાં, જે "ઊલટબાની" તરીકે ઓળખાય છે, ને ગુજરાતીમાં "અવળવાણી" તરીકે પ્રસિધ્ધ છે એ ભજનસ્વરૂપ સિધ્ધ ને નાથસાહિત્યનું અર્પણ છે.

જે સિધ્ધાચાર્યોએ ભજનસાહિત્યમાં અર્પણ કર્યું છે એવા ૧૪ સિધ્ધોનો નીચે પરિચય આપ્યો છે.

| | |
|---|---|
| ૧. સરહપા : સં. ૮૧૭: | ૨. શબરપા: સં. ૮૩૭: |
| ૩. ભુસુકુપા : સં. ૮૫૭: | ૪. લુઇપા : સં. ૮૮૭: |
| ૫. વિરૂપા : સં. ૮૮૭: | ૬. ડોમ્બિપા: સં. ૮૯૭: |
| ૭. દારિકપા: સં. ૮૯૭: | ૮. ગુંડરીપા : સં. ૮૯૭: |
| ૯. કુકુરિપા : સં. ૮૯૭: | ૯. કમરિપા : સં. ૮૯૭: |
| ૧૧. કણ્હપા : સં. ૮૯૭: | ૧૨. ગોરક્ષપા : સં. ૯૦૨: |
| ૧૩. તિલોપા : સં. ૧૦૦૭: | ૧૪. શાન્તિપા: ૧૦૫૭: |

સ્વ. રાહુલ સાંકૃત્યાયનને મતે આ ૧૪ સિધ્ધોનો સમય ૮મી સદીથી આરંભાયછે, અને એમનું સર્જન ખૂબ અભ્યાસપાત્ર છે.[1]

૧. પુરાતત્ત્વ નિબંધાવલી-શ્રી રાહુલ સાંકૃત્યાયન: ઇંડિયન પ્રેસ લિમિટેડ- -પ્રયાગ ૧૯૩૭: પૃ. ૧૫૫ - ૧૫૬

૧. સરહપા :

તિબેટના વિહારોમાં પડેલા ગ્રંથોને આધારે સ્વ.શ્રી રાહુલ સાંકૃત્યાયનના મત પ્રમાણે સરહપા આદિ સિધ્ધ છે. પણ તેના સમય અંગે મતભેદ છે. ડો. વિનયતોષ ભટ્ટાચાર્યના મતે સરહપા સં. ૬૯૦ નો છે.[૨] જ્યારે રાહુલજી એમનો સમય સં. ૮૧૭નો ગણે છે. કારણ કે એ મહારાજા ધર્મપાલના સં. ૮૨૬–૮૬૬માં સમકાલીન હતા. ઉપરાંત આ સમય નિર્દેશને તિબેટના "સ–સ્કય–વિહાર"માંના પાંચ મુખ્ય ગુરુઓએ રચેલી ગ્રંથાવલી "સ–સ્કય–બંઁ-બુમ"નો આધાર લીધો છે.

સરહપા વજ્રયાનના પ્રચારક સિધ્ધ તરીકે ઓળખવામાં આવે છે. તેમનું સાહિત્ય મગહી ને તેમાંથી અનુવાદિત થતાં ભોટિયા ભાષાના ગ્રંથ "તન્–જૂર"માં સુરક્ષિત છે.

બૌધ્ધ પરંપરાના હોવાના લીધે સરહપાનું એક નામ "રાહુલભદ્ર" હતું. તો વજ્રયાનના વિશેષણ હોવાના કારણે તેમને "સરોજ વજ્ર"પણ –

---

૨. બિહાર – ઉડીસા રિસર્ચ સોસાયટી જર્નલ ખંડ – ૧૪, ભા. ૩ પૃ: ૩૪૯.

ચોરાસી સિધ્ધકા સમય સં. ૭૯૭ સે ૧૨૫૭ તક માના ગયા હૈ, યદ્યપિ સિધ્ધકી પરંપરા ઇસકે બાદ ભી અનેક વર્ષોં તક ચલતી રહી. ઇસ પરંપરાકો "નાથપંથ"કા નામ દેના ઉચિત હૈ. યહ નાથપંથ મત્સ્યેન્દ્રનાથ ઓર ગોરખનાથ દ્વારા ચલાયા ગયા થા જો બારહવી શતાબ્દી કે અંત તક અપને ચરમોત્કર્ષ પર થા. ઇસીને હમારે સાહિત્યમેં સંતસાહિત્યકી નીવ ડાલી જિસકે સર્વપ્રથમ કવિ કબીર: જન્મ સં. ૧૪૫૬: થે. અત: સંત સાહિત્યકા આદિ ઇન્હી સિધ્ધોકો, મધ્ય નાથપંથિયોકો ઓર પૂર્ણ વિકાસ કબીર સે પ્રારમ્ભ હોને વાલી સંતપરંપરામેં નાનક, દાદૂ, મુલકદાસ, સુન્દરદાસ, આદિકો માનના ચાહિએ. ઇસ પ્રકાર સંતસાહિત્ય અપને આદિ રૂપસે વિકસિત હોકર શ્રૃંખલા–બધ્ધ ઔર નિયમિત રૂપસે હમારે સામને અપને સંપૂર્ણ ઇતિહાસકો લેકર આતા હૈ. કબીરને યદ્યપિ સ્થાન સ્થાન પર ચોરાસી સિધ્ધોકી સિધ્ધિમેં શંકા કી હે તથાપિ ઇસસે ઉનકી વિચાર પરંપરામેં અન્તર હી જ્ઞાત હોતા હૈ, વિરોધ નહીં. નાથપંથકે હઠયોગ આદિ પર તો કબીરકી આસ્થા થી હી ક્યોંકિ ઉન્હોંને ન જાને કિતની બાર કુન્ડલિની, ઇડા, પિંગલા, સુષુમ્ણા, આદિકે સહારે "અનાહત નાદ"સુનને કી રીતિ બતલાઇ હૈ.

–ડો. રામકુમાર વર્મા–હિન્દી સાહિત્યકા આલોચનાત્મક ઇતિહાસ પૃ. ૫૭–૫૮

–કહેવામાં આવ્યા છે. ૩૨ ગ્રંથોના કર્તા સરહપાના નામમાં શર શબ્દ સૂચક મનાય છે. તેમણે "શર:સર:" – બનાવનારાની કન્યાને યોગિની બનાવી શરણાવાસ સેવ્યો હતો. આ પરથી તેમને સરહપા કહેવામાં – આવ્યા. "દોહાકોષ"થી એ જાણીતા બન્યા હતા. સદાચાર ને સંયમને અનુલક્ષીને જ તેમણે લખ્યું છે. એથી સહજ સંયમ, પાખંડનો નાશ, ગુરુશ્રધ્ધા ને ગુરુસેવા, સહજ કર્મવાદનો માર્ગ, મહાસુખની શોધ ને પ્રાપ્તિ એ એમનાં પદોનો ઉપદેશ છે.

**સહજ સંયમ:**

જઇ પચ્ચકખ કિ ઝાણેં કીઅઅ.[3]
જઇ પરોકખ અંધાર મ ધીઅઅ,
સરહેં (ણિત) કહિઉ રાવ,
સહજ સહાવ ણ ભાવાભાવ.

यदि प्रत्यक्षं (तदा) ध्यानेन किं क्रियते!
यदि परोक्षं (तदा) अंधकारो मा ध्रियताम् ॥
सरहेण नित्यम् उच्चैः कथितम्।
(यत्) सहज स्वभावो न (तत्र) भावाभावौ ॥

**પાખંડ અને આડંબર વિનાશ:**

જઇ ણગ્ગા વિઅ હોઇ મુત્તિ તા સુણહ સિઆલહ[4]
यदि नग्ना इव भवति मुक्तिः तदा शुनः शृगालस्य (न किम्)।
લોમુ પાડણેં અત્થિ સિધ્ધિ તા જુવઇ ણિઅમ્બહ.
रोमात् पाटने अस्ति सिध्धिः तदा युवती-नितम्बस्य (न किम्)।
પિચ્છી ગહણેં દિટ્ઠ મોક્ખ [તા મોરહ ચમરહ]
पुच्छ-ग्रहणे दृष्टो मोक्षः तदा मयूर-चामरस्य (न किम्)।
ઉચ્છે ભોઅણેં હોઇ જાણુ તા કરિહ તુરંગહ.
उच्छिष्ट-भोजनेन भवति ज्ञानं तदा हस्ति-तुरङ्गस्य (न किम्)।

---

૩. ~~પૃ: ૧૮~~ डो. प्रबोधचंद्र बागची, 'दोहाकोष', કલકત્તા સંસ્કૃત સીરીઝ નં. ૨૫. સી. પૃ. ૧૮

૪. એજન. પૃ: ૧૬ " "

**સરહ ભણઇ ખવણાણ મોક્ખ મહુ કિમ્પિ ણ ભાસઇ.**
: सरहो भणति क्षपणकानां मोक्षो मह्यं किमपि न प्रतिभासते।
**તત્ત રહિઅ કાઆ ણ તાવ પર કેવલ સાહઇ**
: तत्त्व-रहितो कायो न तावत् परं केवलं साधयति।

**<u>ગુરુસેવા</u>**

**ગુરુ ઉવએસેં અમિઅ રસુ ધાવહિ ણ પીઅઉ જેહિ**
: गुरूपदेशेन अमृत रसो धावयति न पीयते यैः।
**બહુ સત્થત્થ મરુત્થલહિં તિસિએ મરિઅઉ તેહિ**
: बहु-शास्त्रार्थ-मरुस्थली तृष्णया म्रियते तैः॥
**ચિત્તાચિત્ત વિ પરિહરહુ તિમ અચ્છહુ જિમ બાલુ**
: चित्ताचित्तमपि परिहर तथा अस्तु यथा बालः।
**ગુરુ વઅણેં દિઢ ભત્તિ કરુ હોઇ જઇ સહજ ઉલાલુ**
: गुरुवचने दृढ भक्तिं कुरु भवति येन सहजोल्लोल :[5]

**<u>સહજમાર્ગ</u>** અને મહાસુખની પ્રાપ્તિ

**સહજ છડ્ડિ જેં ણિવ્વાણ ભાવિઉ** [सहजं परित्यज्य येन निर्वाणं भावितम्]
**ણઉ પરમત્થ એક્ક તે સાહિઉ** [न तु परमार्थः एकोऽपि येन साधितः॥]
**જો જેસુ ણ એ હોઇ સંતુટ્ઠો** [योजषु यो न भवति सन्तुष्टः।][6]
**મોક્ખ કિ લબ્ભઇ ઝાણ પવિટ્ઠો** [मोक्षं किं लभते ध्यान प्रविष्टः।]
**એહુ સો પરમ મહાસુહ ણઉ પર ણઉ અપ્પાણ.** [एतत् खलु तत् परम महासुखं न तु परो न तु आत्मा॥]
**જહિ મણ મરઇ પવણ હો ક્ખઅ જાઇ** [यत्र मनो म्रियते पवनश्च क्षयं याति।]
**એહુ સો પરમ મહાસુહ રહિઅ કહિમ્પિ ણ જાઇ ॥**[7] [एतदेव खलु तत् परम महासुखं रहितं क्वापि न याति]

---

૫. એજન, પૃ. ૨૭
૬. એજન પૃ. ૧૭
૭. એજન પૃ. ૨૧.

**શબરપા:**

સરહપાના શિષ્ય અને લુઇપાના ગુરૂ શબરપા ની રચનાઓમાં રહસ્યમયી ભાવનાઓ અને મહાસુખની પ્રાપ્તિનો ભનિ-વિચાર સવિશેષ છે.

ડો. પ્રબોધચંદ્ર બાગચીએ "શબરપાદાનામ" નું[૮] શ્રદ્ધેય સંપાદન કર્યું છે.

**ભુસુકુપા:**— સં. ૮૫૭ નાલંદા નિવાસી ક્ષત્રિય ભુસુકુપા નાલંદા - નરેશ **દેવપાલ**: સં. ૮૬૬-૯૦૬: ના સમકાલીન હતા. એ રાજાએ તેમની અસ્તવ્યસ્ત પહેરવેશ જોઇને "ભુસુકુ" સંબોધન કરેલું આ પરથી તેમનું નામ ભુસુકુપા પડેલું

**લુઇપા:** શબરપાના શિષ્ય લુઇપા એક પ્રતિભાસંપન્ન ને પ્રભાવશાળી સિધ્ધ છે. તેમના સમકાલીન ઉડીસાના રાજા દારિકપા ને મંત્રી ડેંગીપાએ શિષ્યત્વ સ્વીકારીને તેમનું બહુમાન કર્યું હતું.

કાઆ તરુવર પંચ વિ ડાલ, ચંચલ ચીએ પઇઠા કાલ
દિઢ કરિઅ મહાસુહ પરિમાણ લુઇ ભણઇ ગુરુપુચ્છિઅ જાણ[૯]

આમ રહસ્યમયી ઉદ્બોધન તેમનું છે. કાયા તરુવરની પાંચ ડાળીઓનું રૂપક અહીં આપ્યું છે, જે નોંધપાત્ર છે.

**વિરૂપા:** વજ્રયાનમાં શ્રધ્ધા અને એ શ્રધ્ધા વ્યક્ત કરતી પદાવલી પર્યટનશીલ સિધ્ધ વિરૂપાએ નિરૂપી છે. નાલંદા, શ્રીપર્વત, દેવીકોટ, ઉડીસા વગેરે સ્થાનોનું ભ્રમણ તેમણે કરેલું. કણ્હપા અને ડોમ્બિપાના તે ગુરૂ છે. તંત્રવિદ્યામાં તેમનો સાધના વિષય હતો.

---

૮. "છાડુ છાડુ માઆ મોહા વિષમ દુન્દોલી,
મહાસુહે વિલસન્તિ શબરો લઇઆ સુણ - મેહેલી"
અહીં શબરપાએ - વ્યાખ્યા બાંધી છે તે જુઓ: "મટીરીઅલ્સ ફોર એ ક્રિટિકલ એડીશન ઓફ ધી ઓલ્ડ બંગાલી ચર્યાપદ-પાર્ટ વન" ૧૯૩૮ પ્રકાશન : કલકત્તા યુનિવર્સિટી પ્રેસ.

૯. કલકત્તા સંસ્કૃત સીરીઝ નં. ૨૫ સી પૃ: ૧૦૭

એક સે સુણ્ડિ કરિ દુઇ ધરે સાન્ધઅ
ચીઅણ બાકલ અ બારુણી બાન્ધઅ
સહજે થિર કરિ બારુણી સાન્ધે
જે અજરામર હોઇ દિઢ કાન્ધે.[10]

**ડોમ્બિપા:** વીણાપા અને બિરૂપાના શિષ્ય ડોમ્બિપા ક્ષત્રિય હતા.

ગંગા જઉના માઝેં રે બહઇ નાઇ.
તહિં બુડિલી માતંગિ પોઇઆ લીલે પાર કરેઇ
બાહતુ ડોમ્બી બાહલો ડોમ્બી બાટ ભઇલ ઉછારા
સદ્ગુરુ પાઅ-પએ જાઇબ પુણુ જિણઉરા.[11]

**દારિકપા:** ઉડીસાના રાજા તરીકે દારિકપા જાણીતા હતા. લુઇપા પાસેથી દીક્ષા લઇને તેમનું શિષ્યત્વ તેણે સ્વીકારેલું. સાથે તેમનો મંત્રી ડેંગીપા પણ શિષ્ય બનેલો. ગુરુની આજ્ઞાથી કાંચીપુરીમાં એક ગણિકાને ત્યાં સેવાર્થે રહેલા દારિકપા સિદ્ધિ પ્રાપ્ત થતાં મહાસુખ પામ્યા હતા એવી માન્યતા છે. તેમનાં રહસ્યોન્મુખ પદો આ છે.:

મિલસઇ દારિક ગઅણત પારિમકુલેં
સુન કરુણ રે અભિનચારેં કાઅબાક્ચિએ.
અલક્ખ લક્ખચિઇ ચિએ મહાસુહે
મિલસઇ દારિક ગઅણત પારિમકલેં[12]

**ગુંડરિપા:** જાતિએ ચમાર ગુંડરીપા સિદ્ધલીપાના શિષ્ય હતા. વજ્રયાનની પ્રણાલીઓનું વર્ણન એમની રચનાઓમાં છે.

તિઅડ્ડા ચાપી જોઇનિ દે અંકબાલી, કમલ કુલિશ ઘાણ્ટ કરહું બિઆલી.
જોઇનિ તંઇ બિનુ ખનહિં ન જીવમિ. તો મુહ ચુમ્બી કમલ રસ પીવમિ.[13]

---

૧૦. કલકત્તા સંસ્કૃત સીરીઝ નં. ૨૫ સી પૃ. ૧૦૬
૧૧. " " " " પૃ. ૧૨૧
૧૨. " " " " પૃ. ૧૨૧
૧૩. " " " " પૃ. ૧૨૧

કુક્કુરિપા:- કપિલવસ્તુના નિવાસી બ્રાહ્મણવંશી કુક્કુરિપા ચર્પટીપાના શિષ્ય હતા.

> દિવસઇ બહુડી કાગ ડરે ભાઅ, રાતિ ભઇલે કામરુ જાઅ.
> અઇસન ચર્યા કુક્કુરી પાએ ગાઇડ, કોડિ માઝેં એકુ હિઅહિં
> —ચમાઇડ [૧૪]

કમરિપા:

કમરિપા: રાજવંશી કમરિપા ઉડીસાના રાજકુટુંબી હતા. પ્રજ્ઞાપાર- મિતાનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો. તે વજ્રઘંટાપાના શિષ્ય હતા ને ઉડીસામાં તેમની સાથે તેણે બૌધ્ધ ધર્મનો ફેલાવો કરવા પર્યટનો કરેલાં. તે તંત્રો પર આસ્થા ધરાવતા હતા.

તેમની દૃષ્ટાનાત્મક રજૂઆત કરતી પંક્તિઓ મળે છે[૧૫]

કણ્હપા: કર્ણાટકમાં જન્મ હોવાથી તેમને કર્ણપા પણ કહેવામાં આવે છે. તેમનો વર્ણ કૃષ્ણ હોવાથી કૃષ્ણપા કે કણ્હપા તરીકે ઓળખવામાં આવ્યા છે. વિદ્વાન તરીકે સિધ્ધોમાં તેમનું ઉત્તમ સ્થાન છે. તે મહારાજા દેવપાલ: સ. ૮૬૬-૯૦૬: ના સમકાલીન હતા. વિહાર: સોમપુરી: તેમનું કાર્યક્ષેત્ર હતું. જાલંધરપાને તેમના ગુરુસ્થાને ઓળખવામાં આવે છે. રહસ્યાત્મક વાણીમાં વજ્રગીતો પ્રકટકરનાર સર્વશ્રેષ્ઠ કવિ કણ્હપાને સિધ્ધપથી કહેવા કે નહિ એ પ્રશ્ન કેટલાક ઉઠાવે છે, કારણકે કણ્હપાનું નામ નાથવાદી સંતોમાં પણ ગણાય છે.

> એવંકાર દિઢ બાખોડ મોડિઉ, વિવિહ વિઆપક બાંધણ તોડિઉ
> કણ્હ વિલસઅ આસવ માતા, સહજ નલિનીવન પઇસિ નિવિતા

---

૧૪. કલકત્તા સંસ્કૃત સીરીઝ નં. ૨૫ થી પૃ: ૧૦૮

૧૫. જોને ભરિતી કરુણા નાવી, રૂપા થોઇ નાહિક ઠાવી
વાહતુ કામલિ ગઅણ ઉવેસેં, ગેલા જામ બાહુડઇ કઇસેં
—— એજન પૃ: ૧૧૪

તિમ ભવ ભુંજઇ ભવહિ ન જુત્તા
જિમ જિમ ભક્ખઇ બિસહિ પલુત્તા
પણુ માણુઇ ભેઉ જો જાણઇ
સો ઇહ જમ્મહિ જોઇ ભણિજ્જઇ. [૧૭]

શાંતિપા:- પર્યટનશીલ સ્વભાવના અને ધર્મપ્રચારકવૃત્તિના શાંતિપા વિદ્વાન સિધ્ધ હતા. પોતે બહુશ્રુત પંડિત હોવાથી તેમને "કલિ-કાલ" "સર્વજ્ઞ" કહેવામાં આવેલા. ઉડંતપુરી, વિક્રમશીલા, સોમપુરી, માલવા અને સિંહલ તેમણે યાત્રાર્થે કરેલા ભ્રમણોમાંનાં મુખ્ય સ્થાનો હતાં.

તુલા
અંસુ ધુણિ ધુણિ અંસુરે અંસુ
અંસુ ધુણિ ધુણિ ણિરવર સેસુ
તઉસે હેરુણ ણ પાવિઅઇ
સાન્તિ ભણઇ કિણ સ ભાવિઅઇ

## સિધ્ધ સાહિત્ય :પરિશિષ્ટ:

ઉત્તરકાલીન ભજનોમાં પુન:પુન: આવતા કેટલાયે વિચારોની પૂર્વભૂમિકા સિધ્ધસાહિત્યમાં મળી આવે છે. ઉ.ત. સરહપા ઇ.સ. ૭૬૨માં કહે છે કે,

"મન્ત ણ તન્ત ણ ધેઅ ણ ધારણ, સવ્વ વિ રે વઢ-વિબ્ભમ-કારણ"

શાસ્ત્ર નથી મળતું જ્ઞાનથી, તે નથી પોથી-પાનામાં, તે નથી મંત્ર-તંત્રમાં, તે નથી પાખંડોમાં. ઇ.સ. ૮૩૦ આસપાસ થયેલા લુઇપા પણ આ પ્રમાણે જ કહે છે.

"જાહિર વણ્ણ-ચિ-હ-રૂઅ ણ જાણી, સો કઇસે આગમ વેએ વખાણી."

એ જ પ્રમાણે દારિકપા :ઇ.સ. ૮૪૦: કહે છે:

કિન્તે મન્તો કીન્તો તન્તો કિન્તો ઝાણ - વખાણે .
અપ્પ પઇટ્ઠા મહાસુહ લીલે દુલક્ખ પરમ-નિવાણે.

---

૧૭.-રાહુલ સાંકૃત્યાયન હિન્દી કાવ્યધારા.: કિતાબ મહલ, ઇલાહબાદ--૧૯૪૫- પૃ: ૧૭૪.

કાણ્હપા તો સમસ્ત પંડિત – પંથોને પાકા શ્રીફળ ઉપર ઘૂમતા ભ્રમર તરીકે વર્ણવે છે.

આગમ – વેઅ પુરાણે : હીં, પંડિઅ માણ વહન્તિ.
પક્ક–સિરીફલે અલિઅ જિમ, બાહેરીય ભમન્તિ.

અહીં સાચા તત્ત્વદર્શન માટે વેદ–પુરાણોની નિરર્થકતા પ્રકટ કરતી – ઉક્તિ છે.

કબીર પહેલાં છસો વર્ષે થયેલા સિદ્ધ સરહપા તો પાખંડોને પણ સચોટ વ્યંગાત્મક વાનીમાં વર્ણવે છે. એમાં કેટલી બધી વેધકતા છે તે જુઓ:

બમ્હણહિ મ જાણન્ત હિ ભેઉ, એંવઇ પઢિઅઉ એ ચઉવેઉ
મટ્ટિ પાણિ કુસ લઇ પઢંત, ઘરહીં બઇસી અગ્ગિ હુણન્ત.
કજ્જે વિરહઇ હુઅવહ હોમેં, અક્ખિ ડહાવિઅ કડુએં ધૂમેં
એકદણ્ડિ ત્રિદણ્ડિ ભગવાં વેસેં, વિણુઆ હોંઇઅઇ હંસ ઉએસેં
મિચ્છેહિં જગ વાહિઅ ભુલ્લેં, ધમ્માધમ્મ ણ જાણિઅ તુલ્લેં.
અઇરિએહિં ઉદ્દુલિઅ છારેં, સીસ સુ વાહિઅ એ જડભારેં
ઘરહી વઇસી દીવા જાલી, કોણહિં વઇસી ઘણ્ડા ચાલી.
અક્ખિ ણિવેસી આસણ બન્ધી, કણ્ણહિં ખુસખુસાઇ જાણ ધન્ધી
રણ્ડી–મુણ્ડી અણ્ણ વિ વેસેં, દિક્ખિજ્જઇ દક્ખિણ ઉદ્દેસે
દીહણક્ખ જઇ મલિણે વેસેં, ણગ્ગલ હોઇ ઉપાડિઅ કેસેં
ખવણેહિ જાણ – વિડંબિઅ વેસેં, અપ્પણ વાહિઅ મોક્ખ–ઉવેસે
જઇ ણગ્ગા વિઅ હોઇ મુત્તિ, તા સુણહ સિઆલહ
લોમ ઉપાડણ અત્થિ સિદ્ધિ, તા જુવઇ – ણિઅમ્બહ.
પિચ્છી ગહણે દિટ્ઠ મોક્ખ, તા મોરહ ચમરહ.
ઉછ ભોઅણેં હોઇ જાણ, તા કરિહિ તુરંગહ.
સરહ ભણઇ ખવણાણ મોક્ખ મહુ કિમ્પિ ન ભાવઇ.
તત્ત–રહિઅ કાઆ ણ તાવ, પર કેવલ સાહઇ

ચેલ્લુ ભિક્ખુ જે થવિર ઉદ્દેસેં બંદેહિ આપ વ્વજિઉ વેસેં
કોઇ સુત્તંડ વક્ખાણે બઇટ્ઠો, કો વિ ચિંતે કર સોસઇ દિટ્ઠો.

કબીર પહેલાંના સમયમાં પણ પાખંડો ઉપર કેવા પ્રહારો કરવામાં આવતા તેનો ખ્યાલ આવી મળી રહે છે. સરહપા પછીના સિધ્ધોએ પણ આનું અનુકરણ કર્યું છે.

સહજ માર્ગ શૂન્ય-અશૂન્યથી પર છે એમ વર્ણવતાં કાણ્હપા કહે છે:
સુણ્ણ-સુણ્ણવેણિ મંજ્ઝ રે બઢ઼જાઓ કિમ્પિ ણ જાણઇ.
સયજ એક્કુ પર અત્થિ તહિ ફુડ઼. કાણ્હ પરિજાણઇ.

જ્યાં મન પવન ગતિહીન બને છે, ત્યાં પાપ-પુણ્ય રહિત અદ્વૈત છે. આવું સહજ દર્શનીય ચર્મચક્ષુથી નથી, તે પવનથી ગતિશીલ નથી, તે જન્મેલું નથી તે મરે ક્યાંથી? તે અગ્નિથી બળતું નથી, વર્ષાધારાથી ભીંજાતું નથી. આવા સહજને પામીને યોગી પોતાની ગૃહિણી સાથે રમણ કરે છે.
: અહીં ગૃહિણી એ શબ્દ પ્રતીક લાગે છે: પોતાનું આત્મતત્ત્વ એથી - ઉદ્દિષ્ટ છે. : સહજ દ્વારા મહાસુખ મળે છે, એ સ્થિતિ સહેલી નથી, એ નીચે દર્શાવ્યું છે:

ખઉ તં વાઅહિ ગુરુ કહઇ, ખઉ તં બુજ્જઇ સીસ
સહજામિઅ - રસુ-જગુ, સઅલ કાસુ કહિજઇ કીસ.

ગુરુ શિષ્યરૂપે દીક્ષિત કરે તો જ સહજજ્ઞાનનો અનુભવ અંતરમાંથી સ્વયં જાગૃત થાય છે:
જહિ મણ પવણ ણ સંચરઇ રવિ સસિ ણાહ પવેસ.
તહિ બઢ઼ા ચિત્ત વિસામ કરું, સરહેં કહિઅ ઉએસ.
આઇ ણ અંત ણ મજ્ઝ ણઉ, ણઉ ભવ ણઉ ણિવ્વાણ.
એહુ સો પરમ મહાસુહ: ણઉ પર ણઉ અપ્પાણ.
સઅ-સંવિત્તિ મ કરહુ રે ધંધા, ભાવાભાવ સુગતિ રે બંધા.
ણિમ મણ મુણહુ રે ણિઉણેં જોઇ, જિમ જલ જલહિં મિલન્તે સોઇ.

પઠમે જઇ આભાસ બિસુધ્ધો, ચાહતે ચાહતે દિઠિ બિરુધ્ધો.
એસેં જઇ આયાસ નિકાલો, બ્રિઅ મણ દોસ ણ બુજ્ઝણ બાલો.
મૂલ – રહિઅ જો ચિન્તઇ તત ગુરુ–ઉવએસે એત–બિઅત.

ગુરુની અનિવાર્ય મહત્તા સિધ્ધોએ દર્શાવી છે. તે શિષ્ય ને સિધ્ધિઓનું દર્શન કરાવે છે. એ માર્ગ જો કે તલવારની ધાર જેવો છે. ગોરખનાથે તો સહજજ્ઞાનની વાત લાક્ષણિક ઢબે કરી છે. ધીમે ધીમે સ્થૂલ શીલથી આરંભ કરીને જટિલ કે સૂક્ષ્મ શૂન્યની સ્થિતિ સુધી સાધક પહોંચી શકે છે.

હબકિ ન બોલિબા, ઠબકિ ન ચાલિબા ધીરૈ ધરિબા પાંવ.
ગરબ ન કરિબા સહજૈ રહિબા ભણત ગોરષ રાંવ.

આમ સહજને આત્મસ્થ કરનાર ગોરખનાથ સમગ્ર દેહ શીલરૂપ બની રહે એવી ભાવના વ્યકત કરે છે.

ગિરહી સો જો ગિરહૈ કાયા, અભિ–અંતર કી ત્યાગૈ માયા.
સહજ શીલ કા ધરૈ સરીર, સો ગિરહી ગંગા કી નીર.

આમ શરીરને સહજ શીલતા પ્રાપ્ત થાય એ માટે સહજ – સમાધિની જરૂર છે. આ સમાધિ જ તો તન્મયાવસ્થા છે.

"નિદ્રા સુપનૈ બિન્દુ કૂં હરૈ, પથ ચલતા આતિમાં મરૈ.
બૈઠા ષટપટ ઉભા ઉપાધિ, ગોરષ કહૈ પૂતા સહજ સમાધિ."

અને સહજસમાધિ લાધી જતાં:

"જિહિ ઘર ચંદ સૂર નહિં ઊગૈ તિહિ ઘરિ હોસી ઉજિયારા.
તિહાં જે આસણ પૂરો તો સહજ કા ભરો પિયાલા મેરે જાની."

સહજજ્ઞાનના પિયાલા પીવાનું એ ઘર કાયાગઢ જીતી લેવાથી પ્રાપ્ત થાય શક્ય છે.

"ઇહાં નહીં ઉહાં નહીં ત્રિકુટી મંઝારી,
સહજ સુન્નિ મેં રહનિ હમારી."

સરહપા પણ આવું જ કહે છે :

સઅલ રૂઅ તહિ ખસમ કરિજ્જઇ......

સો વી મણુ તહિ અમણુ કરજ્જઇ...

સહજ – સહાવેં સો પરુ રજ્જઇ.

તે ઘર પણ સહજનું ઘર છે. તે સહજશૂન્ય છે. આમ સહજશીલ ધીમે ધીમે શૂન્ય તરફ પહોંચી જાય છે. આવી સાધનાને ગુરુ વિના કોણ સમજાવી શકે! સાધના–માર્ગના સેતુરૂપ યોગનો આશ્રય ઇષ્ટ છે. અહીં યોગીઓનો ઉલ્લેખ મળે છે :

કણ્હપા એ સબંધે કહે છે :

"વન જાઇ ણ આવઇ ણ એસુ કોઇ, અઇસ ભાવે વિલસઇ કાણ્હિલ જોઇ"

એજ રીતે સરખાવો: "જોગી સો જો રાખૈ જોગ, જિહ્વા-ઇન્દ્રી ન કરૈ ભોગ."
— ગોરખ

ભુસુકપા તો યોગીને ઉપદેશે છે:

"મારુ રે જોગિયા ! મૂસા પવના ! જાસે ટૂટે અવના–ગવના."

યોગી તો પવન કે પ્રાણને બાંધે છે :

"મારુ રે જોગિયા ! મૂસા પવના જાસે ટૂટે અવના–ગવના."

અહીં "મૂસા" એટલે મૂષા – અસત્યનો અર્થ લેવો ? ગમે તેમ પણ "મૂસા" કેટલી ભયાનક છે !

" નિસિ અંધિયારી મૂસા કરે સંચારા, અમૃત ભક્ષય મૂસા કરે અહારા"

આમ ભુસુકપા કહે છે કે અમૃતનું ભક્ષણ કરનાર મુક્ત છે. ગુરુનું સ્વરૂપ શબરપા વર્ણવે છે:

"ગુરુ વાક પુંછિઆ ધનુ ણિઅ – મણ વાણે,

એકે શર સંધાને વિન્ધહ – વિન્ધહ પરમ–ણિવાણે."

ભુસુકપા પણ ગુરુકૃપાથી સહજસિદ્ધિની પ્રાપ્તિ અંગે કહે છે :

"કરુણામેહ નિરંતર ફારિઆ, ભાવાભાવ દ્વન્દ્વ-દલ દાલિઆ

ઉઇઉ ગઅણ માઝ અદ્ભુઆ, પેખ રે ભુસુક ! સહજ સરુઆ."

જાસુ સુણન્તે તુટ્ટઇ ઇંદઆલ, ણિહુએ ણિજ મણ દેઇઉ ઉલ્લાસ
બિસઅ બિસુજ્જે મઇ ણ રિજ્જઉ આણંદે, ગઅણહ જિમ ઉજેલી ચંદે.
એ તિલોએ એત બિ સારા, જોઇ ભુસુક ફૂડઇ અંધિઆરા.

આમ સાધનાનું સ્વરૂપ ગુરુના હાથમાં છે એવું કહી શકાય છે. લુઇપા ગુરુકૃપાને પ્રાધાન્ય અર્પે છે:

"કાઆ તરુવર પંચ બિડાલ, ચંચલ ચીએ પઇટ્ઠા કાલ.
દિઢ કરિઅ મહાસુહ પરિમાણ. લુઇ ભણઇ ગુરુ પુચ્છિઅ જાણ."

સિધ્ધ સાહિત્ય કેવું રહસ્યમય છે એનું સૂચન કણ્હપા આપે છે:

"નાડિ શક્તિ દિઢ ધરિઅ ખાટે, અનહા ડમરુ બજઇ બિરનાદે
કાણ્હ કપાલી જોઇ પઇઠ અચારે, દેહ નઅરિ બિહરઇ એકકારે
આલિ – કાલિ ઘંટા નેઉર ચરણે, રબિ-શશિ-કુંડલ કિઉ આભરણે
રાગ-દ્વેષ મોહે લવયેં મુત્તાહાર, મારિઅ સાસુ નણંદ ઘરે શાલી
મા મરિઅ કાણ્હ ભઇલ કપાલી."

ક્યાંક તો સહજની સ્થિતિ ભાવ-અભાવથી પર છે. એવું બતાવવાનો પ્રયત્ન પણ છે.

"ભાવ ણ હોઇ, અભાવ ણ જાઇ, અઇસ સંબોહેં કો પતિઆઇ.
લુઇ ભણઇ બટ દુલખ બિણાણા. તિધાતુએ બિલસઇ ઉહ લાગેના.
જાહિર બણ્ણ-ચિ-હ-રૂઅ ણ જાણી
સો કઇસે આગમ બેએ બખાણી......આદિ."

તો વળી આવી સહજ સ્થિતિ એ અજરામર થવા વારુણી સેવવી જોઇએ એવું પણ ધ્વન્યાર્થક વિધાન પંક્તિઓમાંથી મળે છે. બિરુપાની આવી એક પંક્તિ છે.

"એક સે શુંડિનિ દુઇ ઘરે સાંધઅ, ચીઅ ની બાકલઅ બારુણી બાંધઅ
જે અજરામર હોઇ દિઢ કાંધ અ"

જોગિની કે જોગણ સાથેના રમણ સહજભાવે કરવાના ઉલ્લેખો પણ મળે છે.

કણ્હપાએ એની જોગણને ડોમ્બી તરીકે સ્વીકારી વિવાહ કરેલા એવું માનવામાં આવે છે કણ્હપા કહે છે:

ભવ ણિવ્વાણે પડહ માદલા, મણ–પવણ–વેણિ કરંડ કસાલા.
જઅ જઅ દુન્દુહિ સદ્દ ઉછલિઆ, કાણ્હે ડોમ્બિ વિવાહે અહિઆ.
ડોમ્બિ વિવાહિઅ અહારિઉ જામ, જઉતુકે કિઅ આણુતૂ ધામ.
અહણિસિ સુરઅ પસંગે જાઅ, જોઇણિ જાલે રઅણિ પોહાઅ.
ડોમ્બિએં સંગે જોઇ રત્તો, ખણહ ણ છાડઅ સહજ – ઉમત્તો.

આમ સિધ્ધોએ સહજસાધના અંગે પોતાની વિચારસરણી વહાવી છે. પાછળથી આ પંથમાં જોગણ સાથેના સહચારો વધ્યા, વિવાહો થવા લાગ્યા, અનૈતિક સહચારો પણ વધ્યા. એથી ગોરખનાથે પછી પોતાના સંપ્રદાયમાં બ્રહ્મચર્ય પર ભાર મૂક્યો એ સુવિદિત છે.